# આત્મિક પ્રગતિ માટે સહારાની જરૂર





■ બ્રહ્મવર્ચસ્

# આત્મિક પ્રગતિ માટે સહારાનીજરૂર



: લેખક :

**-બ્રહ્મવર્ચસ્**

પ્રકાશક :

**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**

**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯

ફેક્સ : (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

૨૦૦૯

કિંમત રૂા. ૬.૦૦

# અનુક્રમણિકા





# શ્રદ્ધાનો સમાવેશ–ગુરુતત્વનું વરણ

અધ્યાત્મ ક્ષેત્રમાં શ્રદ્ધાની શક્તિને સર્વોપરિ માનવામાં આવી છે. એક જ મંત્ર, એક જ સાધના પદ્ધતિ અને એક જ ગુરુનો સહારો લેવા છતાંય જૂદા જૂદા સાધકોની આત્મિક પ્રગતિની ગતિ જૂદા જૂદા પ્રકારની હોય છે. આ જૂદાપણાનું મૂળ કારણ છે–શ્રદ્ધા, સમર્પણ અને ઇષ્ટ પ્રત્યે એવી માયા કે બન્ને એક રૂપ જ બની જાય. ઢળી જાય ! શિષ્ય અને ગુરુની વચ્ચે જે શ્રદ્ધાના સૂત્રનું મજબૂત બંધન હોય છે, એ જ લક્ષ્ય સુધી પહોંચાડવામાં અને અધ્યાત્મક્ષેત્રની તમામ વિભૂતિઓને પ્રાપ્ત કરાવવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવે છે. જે શ્રદ્ધાને સહારે મીરાંએ ગિરધર ગોપાલને સાથે રહેવા મજબૂર બનાવ્યા, એકલવ્યે દ્રોણાચાર્યની માટીની મૂર્તિને, અસલી દ્રોણાચાર્ય કરતાં પ વધારે સમર્થ બનાવી, રામકૃષ્ણ પરમહંસે પત્થરની મૂર્તિને, જીવતી કાલીકાની જેમ જ પ્રસાદ લેવા માટે સહમત કરી લીધી, એ શ્રદ્ધા તત્વજ આત્મિક પ્રગતિનું આધારભુત કારણ છે. એને પ્રાપ્ત કરવા માટે જીવતા ગુરુનો આશ્રય લેવો પડે છે. વ્યાયામશાળામાં પ્રવેશ મેળવીને જ બળવાન પહેલવાન થવાની વાત સાધી શકાય છે. ડંબેલ્સ, મગદળની મદદ વડે જ ભુજાઓને મજબૂત કરવામાં આવે છે. શ્રદ્ધા સંવર્ધન માટે ગુરુ–પ્રતીકને સદાશયતાની મૂર્તિ સમજીને ચાલવું પડે છે. આ ભાવ નિર્ધારણ ઘણુ કરીને એવું છે કે, જેમ માટીના ઢેફાને નાડાછડી વિંટાળી તેમાં શ્રદ્ધા બેસાડીને સાક્ષાત ગણપતિ જેવું સમર્થ બનાવવામાં આવે છે.

જીવનમાં પ્રત્યેક મહત્વપૂર્ણ કાર્યો માટે શિક્ષણ પ્રક્રિયા અને શિક્ષકના સહારાની જરૂર પડે છે. વડીલોએ વિશેષરૂપે માતાની આ ભૂમિકા સર્વપ્રથમ નિભાવવાની અને બાળકમાં સુસંસ્કારિતાનો સમાવેશ કરવાની હોય છે. આત્મિક પ્રગતિની જ્યારે પણ ચર્ચા થાય છે ત્યારે, માર્ગદર્શન અને સહયોગને માટે "સદગુરુ" નો જ આશ્રય લેવાની

વાત કહેવામાં આવે છે માનવ સમુદાયની પ્રવૃત્તિઓ લોક પ્રચલનને અનુરુપ હોવાને કારણે, આ કાર્ય એક રીતે પ્રવાહથી ઉલટું ચાલવા સમાન છે જેમકે મોટા ભાગના જેવું વિચારે અને કરે છે, એનું જ અનુકરણ ઘણુ કરીને સામાન્ય સ્તરના લોકો કરે છે. આત્મિક પ્રગતિ માટે, વિભિન્ન સ્તરના વિચારો સ્વીકારવા માટે અને તે મુજબ પોતાના ક્રિયાકલાપોને ઢાળવા માટે એક સશક્ત ટેકાની જરૂર પડે છે. આ કામ કોઇ સમર્થ આદર્શવાદી, શ્રેષ્ઠ સ્તરનાં વ્યક્તિત્વોની સાથે ઘનિષ્ઠતા સ્થાપિત કરવાથી જ થઇ શકે છે. આ વ્યવસ્થાને જ 'ગુરુવરણ' કે ગુરુ દીક્ષા' કહે છે. ગુરુદીક્ષા અર્થાત ગુરુના રૂપમાં એક એવી સત્તાને પૂરે પુરુ સમર્પણ, કે ઉત્કૃષ્ટતાનો, સત્પ્રવૃત્તિઓનો સમુચ્ચય હોય. જેના પદ્ચિહ્નો પર ચાલીને, જેના દ્વારા અપાએલ માર્ગદર્શન સ્વીકારીને, પોતાનું જીવન પણ એવું જ શ્રેષ્ઠતમ અને સાર્થક બનાવી શકાય. આ સમર્પણ ગાઢ શ્રદ્ધાના માધ્યમથી જ બની શકે છે.

શું કોઇ એક ગુરુનું, સમજી વિચારીને, પસંદગી દ્વારા નિર્ધારણ કરી, ગુરુવરણ કરવું આવશ્યક છે, આ કાર્ય શું અનેક સુયોગ્યોનો સંપર્ક સ્થાપિત કરતા રહેવાથી સંભવ નથી ? આ જિજ્ઞાસાઓના સમાધાન માટે પી. એચ. ડી. કરનારા, ચાર્ટર્ડ એકાઉન્ટસની પરીક્ષા આપનારા, વકીલ કે ડોકટર બન્યા બાદ, ઇન્ટર્નશિપની પ્રક્રિયામાંથી પસાર થનારાની સુવ્યસ્થિત અભ્યાસની વિધિ-વ્યવસ્થા ઉપર દૃષ્ટિ નાખવી પડશે. નકકી કરેલ "ગાઇડ" અથવા પ્રશિક્ષણ તંત્રના માધ્યમથી ઉપરોક્ત પ્રયોજન પૂરાં થાય છે. નકકી નિર્ધારણ પછી એક સુનિશ્ચિત જવાબદારી પણ બને છે, અને એ સીમા-બંધનના આધારે, શિક્ષણ પ્રક્રિયાની સમગ્રતાની સુનિશ્ચિતતા પણ રહે છે.

નિશ્ચય વિનાની દશામાં જ્યાં ત્યાં ચંચુ પ્રવેશ કરતા રહેવાથી ઉપર્યુક્ત કાર્યોમાંથી એકેય સધાતુ નથી, એટલા માટે એવો રિવાજ બનાવવામાં આવ્યો છે કે, મહત્વપૂર્ણ કાર્યો માટે વિધિસરનું અને નકકી

કરેલું પ્રશિક્ષણ હોય, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ, ડૉકટર, વગેરેને વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરવાના સમયમાં પણ કોઇક વિશિષ્ટોની સાથે જોડાઇ રહેવાની વિધિ-વ્યવસ્થા છે. એ મર્યાદાનું ઉલ્લંઘન કરીને, જ્યાં ત્યાંથી, જ્યારે ત્યારે, શિક્ષણ પ્રાપ્ત કરતા રહેવાની વ્યવસ્થા કરવાથી પણ, વાત બનતી નથી. આમ તો બીજાને પૂછપરછ કરીને, તે વિષયનાં અનેકાનેક પુસ્તકો વાંચીને, અધિકાધિક જ્ઞાન પ્રાપ્ત કરતા રહેવા પર કોઇ જ પ્રતિબંધ નથી, છતાંય, નિશ્ચિત જવાબદારીમાં બંધાવાની જાણીતી વિધાનું ઉલ્લંઘન કરીને, એને નકામી ગણી ઉપેક્ષા કરવાથી પણ, વાત બનતી નથી.

અધ્યાત્મ ક્ષેત્રમાં પણ એજ વાત આ રીતે લાગુ પડે છે. આત્મિક ક્ષેત્રની પ્રગતિ, ભૌતિક પ્રગતિ કરતાં ઓછી નથી. પણ એથીય વધારે છે. આત્મિક પ્રગતિથી જ વ્યક્તિને અણગઢમાંથી સુગઢ બનવાનો, અને પોતાના વ્યક્તિત્વની ગરિમાને અસાધારણ રીતે વધારવાનો અવસર મળે છે. એની જે ફલશ્રુતિઓ છે, અનેકાનેક ઉપલબ્ધિઓ છે, એને જોતાં ગુરુનો આશ્રય લેવો દરેક દૃષ્ટિએ અનિવાર્ય માનવો જોઇએ.

ભારતીય સંસ્કૃતિમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની જેમ જ ત્રણ દેવતા, પૃથ્વીના પણ માનવામાં આવેલ છે. માતા, પિતા અને ગુરુની સરખામણી આ ત્રણ દેવો સાથે કરવામાં આવી છે. માતા બ્રહ્મા છે, કારણ કે તે બાળકને પેટમાં ધારણ કરીને, પોતાનું શરીર કાપીને, બાળકનું શરીર બનાવી જન્મ આપે છે. પિતાને વિષ્ણુ માનવામાં આવ્યા છે, કારણ કે તે બાળકના ભરણ-પોષણની, ભણતરની, સારવારની, વિવાહની, અને આજીવિકા જેવી અનેક જરૂરિયાતોની પૂર્તતા કરી તેને સમર્થ બનાવે છે. આ રીતે પિતા વિષ્ણુ ગણાય છે. ગુરુનું ગૌરવ આ બંન્ને કરતાં ઉંચું છે. માતા-પિતાતો માત્ર શરીરનું જ સર્જન અને પોષણ કરે છે. જ્યારે ગુરુ આત્મામાં, વ્યક્તિત્વમાં સુસંસ્કારિતા દાખલ કરીને એને આ જન્મમાં જ બીજો જન્મ પ્રદાન કરે છે. દ્વિજત્વ એક ઉચ્ચસ્તરીય સંસ્કાર છે, જેને જનોઇ, દીક્ષાની સાથે કર્મકાંડના રૂપમાં સંપન્ન કરવામાં આવે

છે. આ પ્રતીક પૂજા થઇ હકીકતમાં આ કૃત્યની પાછળ ગુરુવરણની ભૂમિકા જ કામ કરે છે. માતા-પિતાના સહયોગથી, માનવ શરીરની ઉપલબ્ધિ જેટલી મહત્વપૂર્ણ છે, એનાથીય વધારે ગુરુ-ગરિમાની મદદ-સહાયતા-, નરપશુને, નર-નારાયણ બનવાની સંભાવનાના સંબંધમાં સમજી શકાય છે. આત્મિક ક્ષેત્રનું પરિશોધન-પરિષ્કાર-સુધાર-કરી શકનારી ગુરુ-ગરિમાને હકિકતમાં મૂર્તિમાન શિવ કહી શકાય છે. આજ રૂપમાં વંદના, પ્રાર્થનાનાં સ્તવન-છંદ બન્યાં અને ગવાયાં પણ છે.

ગુરુજનોના સાન્નિધ્ય-સહારાથી કેટલીય સામાન્ય વ્યક્તિઓને અસામાન્ય બનવાનો અવસર પ્રાપ્ત થયો છે. બુદ્ધની કૃપાથી હર્ષવર્ધન, અશોક, આનંદ, કુમારજીવ જેવા કેટલાયને મહાનતાના ઉચ્ચ શિખરે પહોંચવાનો સુયોગ પ્રાપ્ત થયો. અંગુલિમાલ, આમ્રપાલી જેવી કેટલીય હીન વ્યક્તિ, મહામાનવના રૂપમાં કાયાકલ્પ કરી શકવાનું સૌભાગ્ય મેળવી શકી, સમર્થગુરુ રામદાસ અને શિવાજીની, રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદની, ચાણક્ય અને ચંદ્રગુપ્તની, વિરજાનંદ અને દયાનંદની આત્મિય ઘનિષ્ઠતા જો ન બંધાઇ હોત તો એવું સહેજે ધારી શકાય કે બંન્નેય પક્ષ નુકશાનમાં જ રહેત ! ખાસ કરીને તો આ જોડાંમાંથી સંબંધિત શિષ્ય પક્ષને જ, અપેક્ષા કરતાંય વધારે નુકશાન ભોગવવું પડત. કલ્પના કરી શકાય છે કે, જો સ્વ૦ રાજેન્દ્રબાબુ, પટેલ, નહેરુ રાજગોપાલાચાર્ય, વિનોબા વગેરેની ગાંધીજીની સાથે ઘનિષ્ઠતા ન જોડાઇ હોત તો, તેઓ પોતપોતાની રીતે ટેવાએલી રીત-રસમો અપનાવીને રહ્યા હોત, તો ચોક્કસ જ બંન્ને પક્ષોને એટલા ગૌરવશાળી બનવાનો અવસર જ પ્રાપ્ત ન થાત કે જેટલો સંભવિત બન્યો. શક્ય છે કે એ સ્થિતિમાં ગાંધીજી પોતાની તપશ્ચર્યાને ભગીરથ, દધીચિ વગેરેની જેમ પોતાની તપશ્ચર્યાને ભગીરથ, દધીચિ વગરેની જેમ એકાકી પણ ચલાવીને મહાનતાના ઉચ્ચ શિખરે પહોંચી જાત, પરંતુ એમની સાથે

જોડાયેલી–સંબંધિત–અગણિત વ્યક્તિઓની સ્થિતિ કાયમને માટે જૂદી જ હોત, તેઓ સામાન્ય લોકોની જેમ માત્ર પોતાનો નિર્વાહ ચલાવી, એક નાના સમૂહમાંજ દિવસો પસાર કરી, અને ધનવાન કે ગરીબ રહીને, જીંદગીના દિવસો પૂરા કરતા હોત. એમને એવું સૌભાગ્ય પ્રાપ્ત ન થયું હોત કે જે ગાંધીજીની છત્રછાયા નીચે આશ્રય લેવાથી મળી શકયું. આ શ્રેષ્ઠતાના સાન્નિધ્ય, સામીપ્ય અને સહારા નો જ ચમત્કાર છે કે જેમાં સાધારણ વ્યક્તિ અસાધારણ બનતો જોઇ શકાય છે. ગુરુવરણની જરૂરિયાત અને મહત્તા એટલા માટે દર્શાવવામાં આવેલી છે. શ્રદ્ધા આ પ્રક્રિયાનો પ્રાણ છે. એટલું સમજી લેતાં જ આત્મિક પ્રગતિની ઇચ્છા ધરાવનારને એ રાજમાર્ગ મળી જાય છે, કે જેની ઉપર ચાલીને અનુગ્રહ–અનુદાનોથી લાભાન્વિત બની જવાય છે.

## સમર્થ બનવું હોય તો સમર્થોનો સહારો લો.

યુગ નિર્માણ યોજના મથુરા અને પ્રજ્ઞા અભિયાન હરિદ્વારના સંસ્થાપક- સંચાલક, લાખો પ્રજ્ઞા પરિજનોના ગુરુ પૂજ્ય પં. શ્રીરામશર્મા આચાર્યજી કહેતા રહ્યા છે, કે અગર એમને કોઇ મહાન માર્ગદર્શકની કૃપા પ્રાપ્ત ન થઇ હોત તો તેઓ એ સ્થિતિમાં ન પહોંચ્યા હોત કે જ્યાં પહોંચવામાં તેઓ સમર્થ બન્યા. એમણે પોતાના માર્ગદર્શક ઉપર સમગ્ર શ્રદ્ધા એકઠી કરીને સમર્પિત કરી છે. ફળસ્વરુપ ઉદારતાપૂર્વક અનુદાનોનો વરસાદ વરસવા લાગ્યો અને એનો લાભ શરુઆતથી માંડી આજ સુધી વણ અટક્યો અને અવિછિન્ન ક્રમથી મળતો રહ્યો છે. જો આ સ્તરનું, શિષ્યનું શ્રદ્ધા–સમર્પણ, ન રહ્યું હોત તો સંભવ છે કે, બીજા અનેક ચિત્રોનું પૂજન કરનાર પૂજકોની જેમ જ, એમના હાથમાં કંઇજ ન આવત.

રામકૃષ્ણ પરમહંસના કહેવાતા શિષ્યો અગણિત હતા. તે બધાને આશીર્વાદ પણ આપતા રહ્યા, પરંતુ જેમને ધન્ય બનાવી દીધા, એ

વિવેકાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, સારદાનંદ વગેરે બહુ થોડા સાધક હતા. કેટલાકની સાથે પક્ષપાત અને બીજાની સાથે ઉપેક્ષાનો આરોપ અહીં લાગુ પડતો નથી. ખાડો જેટલો ઊંડો હોય છે એટલું જ એમાં વરસાદનું પાણી એકઠું થાય છે. ઉંચા ટેકરા અને પત્થરો પરતો વરસાદનો કોઇ જ પ્રભાવ પડતો નથી. તેઓ તો કોરાને કોરા અને તરસ્યાના તરસ્યા જ રહી જાય છે. અધ્યત્મ ક્ષેત્રમાં દેવતાઓનું, સિદ્ધપુરુષોનું સામર્થ્ય જેટલું મહત્વપૂર્ણ છે, એથીય વધારે મહત્વની વાત શિષ્યની શ્રદ્ધાની છે. દ્રોણાચાર્યને શરીર અને મન સાથે નોકર બનાવીને પણ કૌરવો એ ન શીખી શકયા કે જે એકલવ્યે દૂર રહીને, માટીની મૂર્તિના માધ્યમ દ્વારા મેળવ્યું હતું. આ બધો શ્રદ્ધાનો ચમત્કાર છે. આત્મિક પ્રગતિ માટે એને જ આધારભૂત કારણ ગણ્યું છે. એનાજ આધારે મંત્રો ફળે છે. દેવતાઓ પણ એજ સીડીની મદદ વડે સ્વર્ગમાંથી ઉતરીને સાધકના જીવનમાં પ્રવેશ કરે છે. અને કૃત-કૃત્ય બનાવે છે. જેણે આ શ્રદ્ધાને જેટલી જીવનમાં જમાવી, એમણે સમજવું જોઇએ કે, એમને અધ્યાત્મ વિભૂતિઓ પ્રાપ્ત કરવાનો સ્વનિર્મિત રાજમાર્ગ મળી ગયો. શ્રદ્ધા વગરના લોકો માટે તો મંત્રને બકવાસ અને દેવતાને રમકડાંથી વધારે કંઇજ સમજવામાં આવતું નથી. આમાં તો ગુરુવરણની શ્રદ્ધા-અભ્યાસ એ જ પ્રથમ પગથિયું છે.

આ રહસ્યને સમજાવવા માટે શાસ્ત્રકારોએ પ્રબળ પ્રયત્નો કર્યા છે. અને તે પણ એટલા સુધી કે ગુરુને ગોવિંદ કરતાંય ચઢિયાતા ગણ્યા છે. ગુરુને બ્રહ્મા, વિષ્ણુ, મહેશની ઉપમા આપી છે. આમ હોવા છતાં પણ કેમ એ માટે ઉત્સાહ પેદા થતો નથી ? એનું એક જ કારણ છે કે એવા સમર્થ વ્યક્તિત્વવાળાઓનો આજે એક પ્રકારે સર્વથા અભાવ છે- અછત છે, કે જેને ગુરુના રૂપમાં પસંદ કરી શકાય.

જેની જીવનચર્યામાં તપશ્ચર્યા શરુઆતથી અંત સુધી ગૂંથાયેલી નથી. જેનું અધ્યયન જ્ઞાન-સંપત્તિ ભરપુર નથી, જેઓ લોકમંગળ માટે

આત્મવિસર્જન કરવામાં સમર્થ ન બની શક્યા, જેમનું ચારિત્ર્ય દૂધ જેવું સફેદ નથી, જેનામાં પોતાની ગાડી પોતે ખેંચવાની પણ તાકાત નથી અને પોતાના માટે જેની તેની સામે ખોળો પાથરતા ફરે છે તેઓ બીજાઓની કે શિષ્યોની મદદ કરી શકવામાં સમર્થ કેવી રીતે બની શકે ? એવાનો આશરો લેવાથી તો. "લોભી ગુરુ લાલચી ચેલા," જેવી કહેવત જ સાચી પડે ! અને એક બીજાને' દોનાં નરક મેં ઠેલં ઠેલા "નું જ ફળ પ્રાપ્ત કરે ! જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં ગુરુતાના અભાવમાં શિષ્યની શ્રદ્ધા કેવી રીતે જાગે અને ઘનિષ્ઠતા સ્થાપિત કરવાનો સહારો તથા વિશ્વાસ ક્યા આધારે વિકસે ?

ગુરુ શિષ્યના ક્ષેત્રમાં આજે તો સર્વત્ર અસમર્થતા અને અંધ શ્રદ્ધાની જ બોલબાલા છે. જાણે "ગુરુ શિષ્ય અંધ–બધિર કર લેખા, એક ન સૂનઇ એક નહિ દેખા' અર્થાત ગુરુ શિષ્ય આંધળા અને બહેરા છે. એક સાંભળતો નથી તો બીજો દેખતો નથી ! કહેવાતા ગુરુ એ નથી જોતા કે શિષ્યનું જીવન કઇ દિશામાં જઇ રહ્યું છે અને કહેવાતા શિષ્યોને ગુરુનો નિર્દેશ સાંભળી તે પ્રમાણે આચરણ કરવાની જરૂર જણાતી નથી. એ પૂણ્ય પરંપરા નષ્ટ થવાનું આ એક જ મૂળ કારણ છે. ઢંઢેરો પીટવા માટે તો કંઇક કર્મકાંડ થાય છે જ, પરંતુ તે નભતાં નથી કે જેમાં ગુરુ યશસ્વી બને અને શિષ્ય મનસ્વી બને ! સારા સુયોગને કારણે જ એવું વાતાવરણ નિર્મિત બની શકે છે કે જેથી સમસ્ત વાતાવરણમાં સત્પ્રવૃત્તિઓની સુંદર હવા પ્રવાહિત થતી રહે. આજે તો મંત્ર અને દેવતા પણ પોતાની શક્તિ ખોતા જાય છે, કારણ કે આધ્યાત્મિક પ્રગતિનું કલ્પવૃક્ષ, ગુરુશિષ્યની પરંપરા પર થતી રહેતી સિંચાઇ વગર, ચિંમળાતું મુરઝાતું અને સૂકાતું જાય છે.

જો આત્મવિજ્ઞાનનું મહત્વ સમજવામાં આવે અને એ દિશામાં આગળ વધવાનું સાહસ કરવામાં આવે તો, સાથે સાથે એ પણ હોવું જ

જોઈએ કે શ્રદ્ધા–વિશ્વાસ ટકાવી રાખવાનો અને એને વધારતા રહેવાનો આધાર પણ કોઈક પ્રકારે મેળવી લેવો જોઈએ. કોઈ નિર્ધારિત અર્થાત નક્કી કરેલ ગુરુના અભાવમાં અપનાવેલી ગતિવિધિઓની બાબતમાં શંકા બની રહે છે. વ્યક્તિઓના કહેવામાં અને ગ્રંથોના કરેલા ઉલ્લેખોમાં અસાધારણ અંતર અને ભારે મતભેદ મળી આવે છે. એમાં જેટલી ખણખોતર કરવામાં આવે એટલી જ શંકા વધતી જાય છે. કોને સાચ્ુ અને કોને ખોટું માનવામાં આવે ? એમાં તર્ક પણ કામ લાગતા નથી ! શ્રદ્ધાને શંકા ખાઈ જાય છે. ફળસ્વરુપ અનિશ્ચયાત્મક મનઃસ્થિતિ બની રહે છે. એક ક્રમ સ્વીકારવાનો, તો બીજાને છોડવાનો ક્રમ બની જાય છે. ફળશ્રુતિમાં એ બને છે, કે ભ્રમિતની જેમ આગળ પાછળ હટતાં, છોડતાં, ચક્કર કાપતાં જ સમય પસાર થઈ જતો હોય છે, અને થાક તેમજ ખીજ સિવાય કંઈજ પ્રાપ્ત થતુ નથી એમના માટે આ ચક્રવ્યુહમાંથી નીકળવું એમના માટે સંભવિત છે કે જેઓ આત્મિક પ્રગતિની દિશામાં સુનિશ્ચિત વિધિ–વ્યવસ્થા અપનાવીને એને પૂર્ણ શ્રદ્ધા અને દૃઢતાની સાથે વળગી રહે છે. પછી તો એમને માટે ગુરુવરણની જરૂરિયાત પોતાની અનિવાર્યતા સિદ્ધ કરતી સામે આવીને ઉભી રહે છે.

પ્રત્યેક શ્રેયાર્થી સાધકે સદગુરુની તપાસ કરવી જ જોઈએ. આ પુણ્ય પ્રયોજન માટે પ્રજ્ઞા અભિયાનના સંચાલન તંત્રના પૂજ્ય ગુરુદેવ અને વંદનીયા માતાજીની પસંદગી કરી શકાય છે. તેઓ હાલના સમયમાં, પ્રજ્ઞાપરિજનોની તાત્કાલિક આવશ્યકતાઓની પૂર્તિ કરવા માટે, યુગ સંધિમાં આત્મશક્તિના વ્યાપક ઉત્પાદનનું મહત્વ સમજતાં બ્રહ્મનિષ્ઠ આત્માઓના સર્જનમાં પ્રવૃત્ત છે. સૂક્ષ્મ અને કારણ શરીરથી તેઓ જાતે, અને પ્રત્યક્ષ રૂપમાં વંદનીયા માતા ભગવતી દેવી, બધાની પરોક્ષ મદદ કરવામાં સંપૂર્ણ રીતે સક્ષમ છે.

વશિષ્ઠ અને વિશ્વામિત્ર એમ ભગવાન રામના બે ગુરુ હતા. વશિષ્ઠ

કુલ-ગુરુ હતા કે જેમણે યોગ-વશિષ્ઠ ભણાવ્યું હતું. પરંતુ બલા અને અતિબલા વિદ્યા પ્રાપ્ત કરવા માટે, એમને યજ્ઞરક્ષાના બહાને વિશ્વામિત્રના આશ્રમમાં રહેવું પડયું જે ત્યાં ભણ્યા એ વશિષ્ઠની સીમા બહારનું હતું. બલા અને અતિબલા સાવિત્રી-ગાયત્રી રૂપી ભૌતિકી અને આત્મિકીને કહે છે. પહેલી શક્તિથી એમણે અસુરોને હરાવ્યા જ્યારે બીજી વિદ્યાથી રામરાજ્યની સ્થાપના જેવી, મુશ્કેલ જવાબદારીને પૂરી કરવામાં સમર્થ બની શકયા.

એક વ્યક્તિના કેટલાય ગુરુ હોવામાં કોઇ જ દોષ નથી પૂજ્ય ગુરુદેવને ગાયત્રી મંત્ર અને જનોઇ મહામના માલવીયજીએ આપેલ હતી. એ સિવાય હિમાલયમાંથી યુગાંતરીય ચેતનાનું પ્રતિનિધિત્વ કરનારી પ્રજ્ઞાત્માને તેઓ સૂક્ષ્મ ગુરુ માને છે અને એમના જ ઇશારા પર પોતાની ગતિવિધિઓના તાણા-વાણા વણે છે. આવું દરેક જાણ કરી શકે છે. દત્તાત્રયજીના ચોવીશ ગુરુઓની વાત, દરેક જાણે છે. આવું પ્રાચીનકાળમાંય બન્યું હતું એની અસંખ્ય સાબિતિઓ છે.

સમર્થ સત્તાની સાથે જોડાઇ જવાથી ગમે તેને, સામાન્યમાંથી અસામાન્ય બનવાનો અવસર મળે છે. વિજળીઘર સાથે સંબંધ સ્થાપિત થવાથી જ બલ્બ, પંખા, હીટર કૂલર વગેરે સાધનો કામ કરે છે. ટાંકી સાથે જોડાઇ રહેવાથી તો નળ પણ ત્યાં સુધી પાણી આપતા રહે છે કે જ્યાં સુધી ટાંકી ખાલી થતી નથી ! ચંદ્રમા સૂર્યની ચમકથી ચમકે છે. હિમાલયમાંથી નીકળતી નદીઓનું પાણી સૂકાતુ નથી. પોલીસનો અદનો સિપાઇ પણ પોતાને શાસન તંત્રનો પ્રતિનિધિ ગણીને મસ્તક ઉંચુ રાખીને ચાલે છે. આ તો સંબંધ જોડવાની વાત થઇ. સમર્થતાની સાથે જોડાવાથી તો અસમર્થતા પણ સમર્થતામાં બદલાઇ જાય છે. ગંદી ગટરનું પાણી ગંગામાં ભળી જવાથી ગંગાજળના જેવું સન્માનિત બની જાય છે. વૃક્ષ સાથે વિંટળાઇ જવાથી વેલ વૃક્ષ જેટલી ઉંચે ચઢી જતી હોય છે. જ્યારે પોતાની મેળે તો તે માત્ર જમીન ઉપર જ ફેલાઇ રહે છે.

અભણ અને ગરીબ ઘરની દીકરીય જ્યારે કોઇ વિદ્વાન અથવા ધનવાન વ્યક્તિની પત્ની બની જાય છે તો તેનુંય સન્માન અને વૈભવ પતિ જેટલો જ બની જાય છે. સામાન્ય રીતે ભક્ત અને ભગવાનની વચ્ચે સંબંધ સ્થાપિત થવાના સંદર્ભમાં આ દાખલો આપવામાં આવે છે. પરંતુ આંશિક રૂપે તેને ગુરુ શિષ્યની વચ્ચે સમર્થતા અને શ્રદ્ધાના બળે ઉત્પન્ન થતી ઘનિષ્ઠતા પર લાગુ પાડવામાં આવે તો ત્યાં આ ઉદાહરણ બંધબેસતુ બની જાય છે. બૃહસ્પતિ ગુરુના માર્ગદર્શનમાં દેવતાઓ દેવત્વ મેળવી શક્યા અને શુક્રાચાર્યની કૃપાથી અસુરોને ભૌતિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની તક મળી. આ બંનેય વસ્તુઓ તેઓ પોતાની જાતે પ્રાપ્ત ન કરી શકયા હોત, ગુરુનું માર્ગદર્શન અને શક્તિ અનુદાન તથા શિષ્યોની શ્રદ્ધા અને પુરુષાર્થના જોડાવાથી જ ચમત્કારી પરિણામ પ્રગટ થાય છે.

પ્રાચીનકાળમાં વંશ પરંપરાની જે મજ ગુરુ પરંપરા પણ ગૌરવશાળી હતી. વંશનું ગોત્ર પૂર્વજોથી નહોતુ ચાલતું, પરંતુ ગુરુ પરંપરાથી ય ચાલે છે. ઋષિઓનું ગોત્ર પ્રત્યેક જાતિ કે વર્ગમાં મળી આવે છે. બની શકે છે કે એમના પૂર્વજો ઋષિ હોય, અને વંશ પરંપરા પ્રમાણે તેમનાં ગોત્ર ચાલ્યાં હોય. બની શકે કે એ તેમના ગુરુ રહ્યા હોય અને ગુરુ પરંપરાને જ વંશ પરંપરાનું પ્રતીક માનીને એમનું ગોત્ર સ્વીકાર્યુ હોય. અહીં જાણાઇ આવે છે કે પૂર્વજોમાં બંનેય પક્ષોને સરખું મહત્વ અને સન્માન આપવામાં આવેલ છે. ત્રાજવાંનાં બે પલ્લાંમાંથી એક પર માતા-પિતા બંનેને અને બીજા પર એકલા ગુરુને રાખીને જ જોખવામાં આવતા હતા. કારણ ચોખ્ખુ છે કે, શરીરથી સંબંધિત ભૌતિક સાધનો પ્રાપ્ત કરાવવામાં માતા-પિતાનું જેટલું યોગદાન છે એમ આત્મ-કલ્યાણ માટે વ્યક્તિત્વમાં પ્રખરતા જાગૃત કરનારા ગુરુનું મહત્વ એના કરતાં જરાય ઓછું નથી. સરકસમાં અદભૂત-વિલક્ષણ કામ કરનારા જાનવરોને સાધવા કરતાં પણ આ કામ મુશ્કેલ છે.

હકીકતમાં તો આ માનવીય વિદ્યુતની લેવડદેવડ કરવાની પ્રક્રિયા જ છે. આગની પાસે બેસવાથી કંપારી છૂટે છે. ચંદનના ઝાડની નીચે ઉગેલ ઝાંખરાં પણ સુગંધ આપવા લાગે છે. સ્વાતિ–બૂંદનો સહયોગ મેળવી છીપ મોતી આપવા લાગે છે. આ બધો સાન્નિધ્યનો પ્રભાવ છે કે જેની સરખામણી પારસમણી, કલ્પવૃક્ષ અને અમૃત સાથે કરી શકાય છે, અને એની પાસે પહોંચાડવાનું, ગાઢ બનવાનું, આત્મસાત થવાનું પરિણામ કાયાકલ્પ જેવું હોય છે. આ ઉદાહરણોને ગુરુ શિષ્યોની વચ્ચે સ્થપાયેલ ઘનિષ્ઠતા, આત્મીયતા અને પ્રત્યાવર્તન શ્રૃંખલાની સાથે જોડી શકાય છે.

આમ તો દરેક મનુષ્યમાં એક વિદ્યુતધારા રહેલી છે. પરંતુ મહામાનવોમાં આ પ્રાણશક્તિ અપેક્ષા કરતાં ક્યાંક વધારે હોય છે. એને તેજોવલયના રૂપમાં જોઇ શકાય અને અનુભવી શકાય છે એ પોતાના ક્ષેત્રમાં એક વિશેષ પ્રકારનો પ્રભાવ છોડે છે. નજીકની ઘનિષ્ઠતા થવાથી મહાપ્રાણો, સશક્તોનો પ્રાણપ્રવાહ, ઓછા પ્રાણવાળાની તરફ અનાયાસે જ વહેવા લાગે છે પ્રત્યક્ષ કહેવા જેવું ન હોવા છતાંય, પરોક્ષ રૂપે પ્રાણવાનોના વ્યક્તિત્વમાંથી નીકળનારી ઊર્જા પોતાની નજીક રહેલાં પ્રાણીઓ અને પદાર્થોને પ્રભાવિત કરવા માંડે છે. ઋષિ આશ્રમોનાં નજીકનાં ક્ષેત્રોમાં સિંહ અને ગાય વેરભાવ ભૂલીને એક જ ઘાટે પાણી પીવે છે અને સ્નેહ તેમ જ સદભાવનો પરિચય આપતાં રહે છે ત્યાં તે પોતાના મૂળ સ્વભાવને ભૂલી જાય છે. આ બધુ જ દીક્ષાના માધ્યમથી સંપન્ન થાય છે.

દીક્ષા આપવાનો અધિકાર માત્ર મહાપ્રાણોને જ છે. જેની પાસે કાંઇક વૈભવ છે, એ જ બીજાને દાન આપી શકે છે. જે પોતે જ ખાલી છે, અને ભીખ માગીને જીવે છે, એની પાસેથી કંઇક અનુદાન મેળવવાની આશા કરવી વ્યર્થ છે. દીક્ષા આપી શકનાર વ્યક્તિત્વ મેળવવું મુશ્કેલ છે. નાટક જ કરવું હોય તો કોઇ પણ વ્યક્તિ પરસ્પર

ગુરુ–શિષ્યનો અભિનવ ભજવી–મોજ કરી શકે છે. પરંતુ પાત્રતા કે યથાર્થતા ન હોવાને કારણે જેની અપેક્ષા રાખવામાં આવે છે એ વાત બનતી નથી. એટલા માટે શાસ્ત્રકારોએ આ સંબંધ સ્થાપિત કરતી વખતે ગુરુની સમર્થતા અને શિષ્યની શ્રદ્ધા તેમજ પાત્રતાને સારી રીતે જોઇ જાણી લેવાની વાત કરેલી છે. માત્ર વાતો જ કરવાથી કોઇ વાત બનશે નહી. નિર્ધારિત અનુશાસન મુજબ ચાલવાથી અનુપમ લાભ મેળવવો સુનિશ્ચિત છે.

શાસ્ત્રકારોએ ગુરુ વિનાનાની નિંદા કરી છે. કહેવામાં આવ્યું છે કે તેના હાથથી કરેલ શ્રાદ્ધ કે તર્પણ પિતૃઓ સુધી પણ પહોંચતુ નથી. તીર્થનું ફળ પણ ન મળવાની વાત છે. કયાંક કયાંક તો તેના હાથનું પાણી પણ ન પી શકાય તેવી બીક બતાવેલી છે. આ બધી વાતો અત્યુક્તિ પૂર્ણ, આવેશગ્રસ્ત અથવા અલંકારિક જણાય છે, છતાંય એની પાછળ આ પ્રેરણા–સાબિતિ તો છે જ કે, માતા–પિતાનું ઓળખાણ આપવાની જેમ જ દરેક વ્યક્તિએ પોતાના ગુરુદ્વારાનો પણ પરિચય આપવો જોઇએ.

માતાની ખબર ન હોય તો એવું સમજવામાં આવશે કે એ અનુચિત ઉત્પાદન થયું હશે અને છૂપાઇને ક્યાંથી કયાંય પહોંચાડવામાં આવ્યું હશે. પિતાનું નામ ઠેકાણું ન હોય તો પણ માતા ઉપર કુલટા હોવાનો આક્ષેપ કરવામાં આવે છે, અને બાળક પર અવૈધ (લાવારીસ) નું લાંછન લાગે છે. સુસંસ્કારિતા સંવર્ધન માટે, ગુરુવરણનો વિધિસર પ્રયાસ થયો કે કરવામાં ન આવ્યો તો તે એક ખામી છે, જેને દૂર કરવા માટે, શાસ્ત્રકારોએ દરેકને પ્રોત્સાહિત કર્યા છે. એને માટે નફા નુકશાનના બંનેય પક્ષ સમજાવ્યા છે. જાણાય છે કે 'નુગરો' શબ્દ નિંદાજનક શબ્દાવલીમાં એક ગાળની જેમ જ વપરાયો છે. ગમે તે હોય, પરંતુ શાસ્ત્રની પ્રત્યેક સાબિતિઓમાં આ તથ્યને અત્યંત ઉત્તેજિત શબ્દોમાં સાબિત કરી ગુરુની જરૂરિયાતને સમજાવવામાં આવી છે. એની પૂર્તિ કરવી જ જોઇએ.

દીક્ષા અને યજ્ઞોપવીતનો એક બીજા સાથે સંબંધ છે. પ્રત્યેક માતાના ગર્ભમાંથી નર-પશુ જ જન્મ લે છે. એને સુસંસ્કારી બનાવવાની પ્રક્રિયા, સમર્થ ગુરુ દ્વારા જ સંપન્ન થાય છે. ખાણમાંથી તો માટી ભળેલી ધાતુઓ જ નીકળે છે. એનું શુદ્ધિકરણ, ભઠ્ઠીમાં તપાવવાની પ્રક્રિયા દ્વારા જ સંપન્ન થાય છે. જો તેને તપાવવામાં ન આવે તો તે અશુદ્ધ-અણગઢ જ રહેશે. મનુષ્યની બાબતમાં પણ આજ તથ્ય કામ કરે છે. અભિભાવકો તો બાળકના શરીર ઉત્પાદન અને ભરણ-પોષણની પ્રક્રિયા ભર જ સંપન્ન કરી શકવાની સ્થિતિમાં હોય છે. સુસંસ્કારિતા પ્રખરતા વડે બાળકને સંપન્ન કરવા માટે, કોઇક એવા મહાપ્રાણોનો આશરો લેવો પડે છે કે જેઓ આ દૃષ્ટિએ સમર્થ હોય, ગુરુકુળમાં રહીને શિક્ષા અને પ્રખરતા મેળવી શકાય છે. જ્યારે આ સમીપતા સંભવ બનતી નથી તો પત્રાચાર વિદ્યાલય, રેડિયો-પાઠયક્રમ, ટેલીફોનવાર્તા અથવા સમયે સમયે થતા વાર્તાલાપ મારફતે પણ વિચાર-વિનિમયનો આદાન-પ્રદાન વાળો ઉપક્રમ ચલાવવો પડે છે. ગુરુશિષ્યની લાંબા સમયની સમીપતા સંભવ ન હોવાને કારણે અન્ય સૂત્રો દ્વારા પણ આ સંબંધને ગતિશીલ રાખી શકાય છે. મરઘી પોતાના ઇંડાને પેટની નીચે રાખીને સેવે છે. પરંતુ કાચબી રેતીમાં ઇંડાં મૂકીને પોતાના પ્રાણ પ્રવાહથી સેવે છે અને પકવે છે. કદાચ જો ઇંડાં મૂકયા પછી મરી જાય તો ઇંડાં પણ સેવાયા વિના સડી જાય છે. આવું જ આદાન-પ્રદાન ગુરુ શિષ્યની વચ્ચે ચાલે છે. રામ વિશ્વામિત્રના અને કૃષ્ણ સાંદીપનીના ગુરુ કુળમાં ભણતા હતા. પરંતુ જ્યારે ભણવાની સ્થિતિ પૂરી થઇ અને અલગ રહેવાનો અવસર આવ્યો તો પણ તે આદાન પ્રદાન પ્રત્યાવર્તન સૂત્ર યથાવત સ્થિર રહ્યું. માધ્યમ ભલે બદલાઇ ગયું છતાંય સમર્થ માર્ગદર્શન અને અનુદાન-પ્રતિદાન શ્રૃંખલા જરાય તૂટી નહી. આજ ક્રમ સ્નેહસૂત્રોના જોડાઇ રહેવાથી બીજે પણ ચાલતો રહી શકે છે.

અધ્યાત્મ શાસ્ત્રો સાધના અને સિદ્ધિથી ભરેલાં પડયાં છે. દરેક

સાધનાનું મહાત્મ અને વિધિ-વિધાન વિસ્તારપૂર્વક લખવામાં આવેલ છે. પ્રત્યેક પગલે સ્પષ્ટીકરણ કરવામાં આવેલું છે કે, એને પુસ્તક માનીને મનમરજી પૂર્વક ઢંગથી, માત્ર વાંચીને શરુઆત કરવામાં ન આવે, ગુરુની મદદ વડે જ, પોતાની પાત્રતા બાબતે બરાબર તપાસ કર્યા પછી જ શું કરવું છે, અને કેવી રીતે કરવું છે એનું નિર્ધારણ કરવું જોઇએ. રોગોની સારવાર કરવા માટે લખાએલ પુસ્તકોમાં, દરેક રોગના નિદાન અને ઉપચારનો વિસ્તૃત ઉલ્લેખ કરાએલો છે. એવી જ રીતે કેમીસ્ટને ત્યાં દરેક પ્રકારની દવાઓ તૈયાર મળે છે છતાંય ડોકટરની સલાહ અને નિર્દેશની જરૂર રહે છે જ. જો કોઇક રોગી પોતાની જાતે જ નિર્ણય લેવા માંડે તેની ભૂલ પણ થશે, અને નુકશાન થવાનો સંભવ રહે છે. સાધનાની બાબતમાં પણ આજ બાબતને યોગ્ય સમજવી જોઇએ. જે કંઇ આકર્ષક જણાય એને જ કરવાની બાબત અનુચિત પણ છે. પોતાની આંતરિક સ્થિતિનું જ્ઞાન-તપાસ-જાતે કરી શકાતું નથી. પોતાની આંખ સુદ્ધાં જ્યારે પોતે જોઇ શકતા નથી. અને દર્પણનો સહારો લેવો પડે છે. તો પછી અંતઃક્ષેત્રનું વિશ્લેષણ-પર્યવેક્ષણ પોતાની જાતેજ કરવાનું કેવી રીતે સંભવિત છે ? અને એ સિવાય સાચો ઉપચાર કેવી રીતે થઇ શકે ? અહીયાં ચિકિત્સકની સૂક્ષ્મ બુદ્ધિ અને અનુભવશીલતાનો લાભ ઉઠાવ્યા વિના કોઇ રસ્તો નથી જ. આ જ કારણ છે કે, સાધનાઓ કરવા અને વધારવા માટે, નક્કી કરેલ માર્ગદર્શકની સલાહ, સંરક્ષણ, સહયોગ અને અનુદાન-વરદાન કૃપા પ્રાપ્ત કરવાની જરૂર પડે છે. એ ન મળે તો સમજવું જોઇએ કે ગાડી અટકી ગઇ, અને સફળતા મેળવવાની સંભાવના ઝાંખી બની ગઇ. "જો સદગુરુ સો દીક્ષા પાવે-સો સાધન કો સફલ બનાવે"ની લોકોક્તિમાં ગર્ભિત સાર જણાવવાનું આજ કારણ છે. અર્થાત આજ સાર સમાએલો છે.

હાલના સંધિકાળમાં જ્યારે પૂજ્ય ગુરુદેવ કઠોર તપશ્ચર્યામાં વ્યસ્ત હોય, બ્રહ્મકમળના રૂપમાં વિકસિત હોય, પોતાની વિશ્વ કુંડલિની

જાગરણ પ્રક્રિયા મારફતે, સમસ્ત જગત ઉપર સંવ્યાપ્ત છે અને અનુદાનોને સુપાત્રોમાં વહેંચવા માટે તત્પર છે. ત્યારે કોઈએ પણ આ સુયોગથી પોતાને વંચિત રાખવા જોઈએ નહી, એકવાર જોડાઈ જવાનો અર્થ છે–હમેશાં અનુદાન પ્રાપ્ત કરતા રહેવાનો વણઅટકયો પ્રવાહ ! એ હવે એથીય વધારે સુગમ અને સરળ છે.

## ઈષ્ટદેવનું નિર્ધારણ

ભૌતિક પ્રગતિ માટે ભૌતિક પુરુષાર્થ કરવો પડે છે, અને આત્મિક પ્રગતિ માટે ચેતનાનું સ્તર ઉઠાવવાનું અને પ્રખરતાને આગળ વધારવાનું આવશ્યક બની જાય છે. ભૂખ લાગે ત્યારે ખોરાક મેળવવાની દોડધામ જરૂરી બની જાય છે. શરીરમાં સમર્થતા વધે તો કામુકતાની તરંગો પેદા થાય છે, અને સાથીદાર શોધવાના તેમજ પરિવાર વસાવવાના માનસિક તાણા–વાણા વણવામાં આવે છે. પ્રાણી જગતનું અસ્તિત્વ અને પરાક્રમ આજ પેટ–પ્રજનન રૂપી બે ગતિચક્રોને સહારે સરળતાપૂર્વક ગબડતું રહે છે. આત્મિક પ્રગતિનો પ્રસંગ બીજો છે. ચોરાશી લાખ યોનિઓના એકઠા થયેલા સ્વભાવ–સંસ્કાર–મનુષ્ય જીવનને અનુરુપ રહેતા નથી, ખામી રહે છે. બાળકોનાં કપડાં મોટા માણસોને ક્યાં બંધ બેસે છે ? માનવ જીવનની સાર્થકતા માટે જે સદભાવનાઓથી અંતઃકરણને અને સત્પ્રવૃત્તિઓથી શરીરને શણગારવું પડે છે, એ પહેલાંનો અભ્યાસ, અને પ્રભાવશાળી પ્રચલન ન હોવાને કારણે મુશ્કેલ જણાય છે. એ સરળ અને સહેલું નથી, પરંતુ મહેનતથી સાધી શકાય છે. નીચે પડવામાં પૃથ્વીની આકર્ષણ શક્તિનો ક્રમ જ હમેશાં મદદ કરતો રહે છે, પરંતુ ઉંચે ઉઠવા માટે–પ્રગતિ કરવા માટે–વિશેષ સાધનો એકઠાં કરવા પડે છે. આંતરિક પ્રગતિના–અભ્યુત્થાનના–આ પરાક્રમને સાધના કહે છે.

સાધના માર્ગ પર ચાલવા માટે પ્રથમ પગલુ 'ઈષ્ટ નિર્ધારણ' નું લેવું

પડે છે. ઇષ્ટ અર્થાત લક્ષ્ય. પ્રગતિ માટે આંતરિક મહત્વાકાંક્ષાતો જાણે સ્વાભાવિક છે, પરંતુ એનું સ્વરુપ પણ નિશ્ચિત હોવું જોઇએ. ઉમંગો અસીમ છે. એની દિશાધારાઓ પણ અનેક છે. પાણી ઉપર ઉત્પન્ન થતી લહેરોની જેમ મહત્વાકાંક્ષાઓની પણ કોઇ હદ નથી. એક પછી બીજી એમ લહેરો પેદા થાય છે, અને હવાના સપાટાની સાથે પોતાની દિશાધારાઓ બદલતી રહે છે. પ્રવાહની દિશાધારા ન હોય તો, પરાક્રમ અસ્તવ્યસ્ત રહેશે. કોઇ પણ લક્ષ્ય સુધી પહોંચવું સંભવિત જ નહી બને. દિશા વગરની દોડધામથી માત્ર થાક અને નિરાશા જ હાથ લાગે છે. કસ્તુરી મૃગને ઇચ્છિત સ્થાનની, જાણકારી ન હોવાને કારણે, તે ભટકે છે અને થાકે છે તેમજ નિરાશ થાય છે. માનવીના અંતરાત્માની ભૂખ, પ્રગતિની દિશામાં અગ્રસર થવાની છે. મહત્વાકાંક્ષા જાગવી એ એનું ઓળખાણ-પરિચય છે. અથવા તો પરિચય આપે છે. આત્મિક પ્રગતિનું કોઇ નિશ્ચિત લક્ષ્ય અને સ્વરુપ સામે ન રહેવાથી તે શરીરની લાલચ-ઇચ્છાઓ-તરફ ઢળવા લાગે છે. પરિણામે વાસના, તૃષ્ણા અને અહંકારની પૂર્તિ જ જીવવનો ઉદ્દેશ્ય બનીને રહી જાય છે. આવા સ્તરની સફળતાઓ શરીરને ભલે કાંઇક સુખ-સુવિધાઓ પ્રદાન કરે, પરંતુ અંતઃકરણની ઉચ્ચસ્તરીય પ્રગતિમાં, એનાથી જરાય મદદ નથી મળતી. નિયંત્રણ વગરની, ભૌતિક મહત્વાકાંક્ષાઓ આતુર બનીને કુકર્મ કરીને પણ, વૈભવ ઉત્પન્ન કરવામાં જોડાઇ જાય છે, અને ઉલટાનું અધઃપતન તેમજ વિક્ષોભનું કારણ બને છે.

સાધકના કોઇને કોઇ ઇષ્ટ દેવ હોય છે. અને સાધનાનાં વિધિ-વિધાન એને અનુરુપ જ ચાલે છે. આમ તો ઉપાસ્ય માત્ર એક જ છે-દિવ્ય જીવન પરંતુ એના માટે પુરુષાર્થ કરવાની મનોવૈજ્ઞાનિક પૃષ્ઠભૂમિ ઉપાસનાત્મક ઉપચારોની મદદ વડે જ બને છે દિવ્ય જીવનની, ચરમ ફલશ્રુતિ-પરિણતિજ પૂર્ણતા છે. આ સ્થિતિને જ, સ્વર્ગ અને મુક્તિની પ્રાપ્તિ કહેવામાં આવે છે. આત્મસાક્ષાત્કાર અને ઇશ્વર દર્શન

પણ આજ છે. આ લક્ષ્ય સુધી પહોંચવા માટે, જે પુરુષાર્થ કરવો પડે છે, તેને સાધના-વિધાનના રૂપમાં સ્વીકારવો પડે છે. સાધનામાં શિક્ષા અને પ્રેરણાનો સમાવેશ કરેલ હોય છે. ફળસ્વરુપ એની પ્રતિક્રિયા જીવનના ઉત્કર્ષના રૂપમાં પરિલક્ષિત બનવા લાગે છે.

પ્રગતિના ક્યા બિંદુ સુધી પહોંચવું છે. તેનો પહેલેથી સુદૃઢ નિશ્ચય હોવો જરૂરી છે. મકાન બનાવવાવાળા, સર્વપ્રથમ, સુંદર નિર્માણના નકશા કે મોડલ બનાવે છે. આત્મિક પ્રગતિ માટે કયા માર્ગે જવું છે. કેવા સ્તરના સાધનો ભેગાં કરવાં છે, એને માટે કેટલાય પ્રકારનાં નિર્ધારણો સ્વીકારવામાં આવતાં હોય છે. એને ઇષ્ટદેવ કહે છે. રામભક્ત થવા હનુમાન, મર્યાદાપુરુષોત્તમ થવા રામ, પૂર્ણ પુરુષ થવા માટે કૃષ્ણ, બ્રહ્મતેજસ મેળવવા માટે, સવિતાને ઇષ્ટ બનાવવાની પરંપરા છે. આ નિર્ધારણોને કારણે મનને એક નિશ્ચિત દિશામાં આગળ વધવા તેમજ તે પ્રમાણે પ્રયત્ન કરવા, અને સાધનો એકઠાં કરવાનો માર્ગ મળી જાય છે, આ નિર્ધારણથી ફક્ત પ્રયત્નને જં દિશા મળે છે એમ નથી, પરંતુ એવા સ્તરની અંતઃક્ષેત્રમાં સૂતેલી શક્તિઓ પણ જાગવા માંડે છે સાથે સાથે પરબ્રહ્મના શક્તિ ભંડારમાંથી એવા જ સ્તરની કૃપા-વર્ષા પણ અનાયાસે જ ચાલુ થઇ જાય છે. આકાંક્ષાઓ આવશ્યકતા બને છે. આવશ્યકતા પુરુષાર્થની પ્રેરણા જગાડે છે. પ્રેરણાભર્યા પરાક્રમમાં પ્રચંડ આકર્ષણ તત્વ હોય છે. એ ત્રણ દિશાઓમાં કામ કરે છે. પહેલું તો તે વ્યાવહારિક ગતિવિધિઓનો ઇચ્છિત પ્રાપ્તિને અનુરુપ બનાવે છે, બીજુ સૂતેલી ક્ષમતાઓને જગાડીને, પ્રગતિ માર્ગ પર આગળ વધવા માટેના અદૃશ્ય આધાર ઉભા કરે છે. ત્રીજું દિવ્ય લોકોનાં દૈવી અનુદાનોની વર્ષા થવાનો વિશિષ્ટ લાભ મળે છે. આ ત્રણેનો આધાર ત્રિવેણી સંગમ બને છે.

ઇષ્ટ-નિર્ધારણ-પ્રગતિક્રમનો સુનિશ્ચિત આધારમાર્ગ નક્કી કરે છે. ઇશ્વરીય સત્તાનું અવતરણ મનુષ્યમાં, 'ઉત્કૃષ્ટતા' ના રૂપમાં થાય છે.

ચિંતન અને ચરિત્રમાં ઉચ્ચસ્તરીય ઉમંગો જાગવા માંડે છે તથા એવાજ પ્રકારની ગતિવિધિઓ શરુ થઇ જાય છે. ઉત્કૃષ્ટતાની ઉપાસના જ ઇશ્વર ઉપાસના છે. એ જ ઉપાસ્ય છે. લક્ષ્ય પણ એને જ બનાવવું પડે છે. ઇષ્ટદેવનું નિર્ધારણ કયા રૂપમાં કરવામાં આવે, એ બાબતમાં આજે અનેક વિકલ્પોની ઝંઝટો ઉભી થયેલી છે. પ્રાચીનકાળમાં આવું નહોતું. તત્વજ્ઞાનીઓ એક નિશ્ચય પર આવેલા હતા અને એમણે દરેક સાધકોને એ જ નિષ્કર્ષ સ્વીકારવાની સલાહ આપી હતી. ભારતીય સંસ્કૃતિ જેને હકિકતમાં વિશ્વ સંસ્કૃતિ કહેવી જોઇએ-એ સાધનાના સંદર્ભમાં એક જ નિશ્ચય પર પહોંચી છે કે, આત્મિક પ્રગતિની સાધના માટે ઇષ્ટના રૂપમાં ગાયત્રીની જ પસંદગી હોવી જોઇએ.

શરુઆતથી જ ગાયત્રીને ઇષ્ટ માનવાની પરંપરા છે. સૃષ્ટિની શરુ આતમાં બ્રહ્માજીએ કમળના ફુલ ઉપર બેસીને આકાશવાણી દ્વારા નિર્દેશેલી-બતાવેલી-ગાયત્રી ઉપાસના કરી હતી, અને સર્જનની-સૃજનાત્મક-સામર્થ્ય શક્તિ મેળવી હતી. એનો ઉલ્લેખ પુરાણોમાં મળે છે. ત્રણે દેવોની ઉપાસ્ય ગાયત્રી રહેલી છે. દેવોના ગુરુ બૃહસ્પતિએ દક્ષિણ માર્ગી, અને અસુરોના ગુરુ શુક્રાચાર્યજીએ વામમાર્ગી સાધનાઓ, ગાયત્રીના જ આત્મિક અને ભૌતિક પક્ષોને લઇને પ્રચલિત કરી હતી. સાત ઋષિઓ-સપ્તર્ષિ-ગાયત્રીની, સાત વ્યાહ્રુતિઓનું જ પ્રતીક માનવામાં આવે છે. રામ-કૃષ્ણ વિ. અવતારોની ઇષ્ટ ગાયત્રી જ રહેલી છે. આ મહામંત્રની જ વ્યાખ્યામાં, ચાર વેદ તેમ જ અન્ય શાસ્ત્રો રચાયેલાં છે. દત્તાત્રયના ૨૪ ગુરુઓ, એ ગાયત્રીના જ ચોવીસ અક્ષરો છે. ચોવીસ યોગ, ચોવીસ તપ જાણીતાં છે. આ બધું ગાયત્રીનું તત્વજ્ઞાન અને સાધના-વિધાનનો વિસ્તાર છે. ગાયત્રી ગુરુમંત્ર છે. દીક્ષામાં એને માધ્યમ બનાવવામાં આવે છે. હિંદુ ધર્મમાં બે ચિહ્નો છે-શિખા અને જનોઇ, બંનેય ગાયત્રીનાં પ્રતીક છે. ગાયત્રીનો જ્ઞાનપક્ષ મસ્તક ઉપર શિખા-ચોટલીના રૂપમાં, અને કર્મપક્ષ ખભા ઉપર

જનોઇના રૂપમાં સ્થાપવામાં આવે છે. પરંપરા મુજબ ઉપાસના-વિધિ સંધ્યા છે. સંધ્યામાં ગાયત્રીનો સમાવેશ કરવો અનિવાર્ય છે. આ તથ્યોને કારણે સ્પષ્ટ થઇ જાય છે કે, ગાયત્રી અનાદિ ધર્મ પરંપરા અને અધ્યાત્મ પરંપરાનું આધારભૂત તથ્ય છે. ઉપાસનામાં એનો પ્રયોગ સર્વોત્તમ છે.

તત્વદર્શનની દૃષ્ટિએ ગાયત્રી 'ઋતુંભરા પ્રજ્ઞા' છે. ઋતુંભરા અર્થાત વિવેક સંગત શ્રદ્ધા, પ્રજ્ઞા અર્થાત શ્રેય સાધક દૂરદર્શિતા, આ સમગ્ર વિવેકશીલતાને જ ગાયત્રી કહી શકીએ. આ બીજમંત્રનું વિશાળ વૃક્ષ બ્રહ્મવિદ્યા છે. અધ્યાત્મનો આ દાર્શનિક પક્ષ છે સાધના પ્રયોજનોમાં એના જ વિભિન્ન ઉપચારો, યોગાભ્યાસ, તપ સાધનો અને ધર્માનુષ્ઠાનોના રૂપમાં પ્રચલિત છે ઇષ્ટનું-લક્ષ્યનું-ઉપાસ્યનું નિર્ધારણ, દિવ્યદર્શીઓ ગાયત્રીના રૂપમાં, ખૂબ જ ઊંડા અભ્યાસ અને વણ અટક્યા અનુભવ-અભ્યાસના આધારે કરેલું છે. એણે પ્રાચીનકાળની જેમજ પોતાની ઉપયોગિતાને અકબંધ રાખેલ છે.

ગાયત્રી સાર્વભૌમ અને સાર્વજનિક છે. એને કોઇ એક દેશ, ધર્મ, જાતિ, કે સંપ્રદાય સુધી સીમિત રાખી શકાતી નથી. ગાયત્રી ભારતીય સંસ્કૃતિનો આત્મા ગણાય છે. પરંતુ એનો અર્થ એ નથી કે આજ દેશના રહેવાશી, આજ ધર્મના અનુયાયી એનો ઉપયોગ કરી શકે છે. ભારતીય સંસ્કૃતિ હકીકતમાં દૈવી સંસ્કૃતિ છે, એને માનવી સંસ્કૃતિ કહી શકાય છે. એને દેશ, ધર્મ, જાતિ, ભાષા, સંપ્રદાય વગેરેના નામ ઉપર, પારકા કે પોતાનાની ભેદરેખા બનાવવી જોઇએ નહિં.

ઋતંભરાને ઇષ્ટ ગણવામાં આવે, એજ માનવ જીવનની સર્વોપરિ ઉપલબ્ધિ છે. આત્મ જ્ઞાન બ્રહ્મજ્ઞાન એને જ કહેવામાં આવ્યું છે. વિવેકશીલતા-દૂરદર્શિતા પણ એ જ છે. ન્યાય અને ઉચિતતા-ઔચિત્ય-એનાં જ પ્રતિફળ છે. પરિસ્થિતિઓની તપાસ કરનારા જાણે છે કે, તે માત્ર મનઃસ્થિતિની જ પરિણતિ-હોય છે. ખરાબ પરિસ્થિતિઓને માટે ખરાબ મનઃસ્થિતિ જ જવાબદાર છે. અંદરનું

પરિવર્તન બજારના ક્ષેત્રમાં આશ્ચર્યજનક ફેરફાર કે હેરફેર પેદા કરે છે. ગરીબી, નિરાશા, ઝગડા, મુશ્કેલી-દુ:ખ, અને વિભીષિકાઓ વગેરે આંતરિક નિકૃષ્ટતાની જ પ્રતિક્રિયાઓ છે. ઉત્કૃષ્ટ ચિંતનને કારણે થનારા આદર્શ ક્રિયાકલાપ જ મનુષ્યને આત્મ સંતોષ, લોક સન્માન, ભારે સહયોગ અને દૈવી કૃપાની અનેક સંપત્તિઓ અને વિભૂતિઓ હાજર કરે છે. પ્રાચીનકાળની સતયુગી પરિસ્થિતિ અને દેવો જેવી મન:સ્થિતિની, સુખકારક ગાથા ગાવાવાળા જાણે છે કે, ભૂતકાળની ગરિમાનો એક માત્ર આદર્શ ચરિત્ર જ હતું. આ સમસ્ત વૈભવને ઋતંભરાની જ દેન કહી શકાય છે. આ પ્રજ્ઞાની દેવીનું અજસ્ત્ર અનુદાન જ હતું, જેને મેળવીને ભારતભૂમિ અને સમસ્ત વિશ્વને લાંબા સમય સુધી ધન્ય બની રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાનો અવસર મળ્યો.

પ્રજ્ઞાને ઇષ્ટ માનીને ચાલનારા એ તમામ લાભો મેળવી લે છે કે જે ગાયત્રી ઉપાસનાના મહાત્મ્ય વર્ણનમાં અલંકારિક ઢંગથી બતાવવામાં આવેલ છે. "नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते", आत्मा वाडडरे ज्ञातव्यः श्रोतव्यः मन्तव्यः निधिध्यासितव्यः" જેવા ઉદ્‌બોધન વાક્યોમાં જે આત્મજ્ઞાનની ગરિમા દર્શાવી છે, જેને મેળવીને ભગવાન બુદ્ધની જેમ અનેકાનેક શ્રેયસાધકો ધન્ય બની જાય છે. એ જ મહાપ્રજ્ઞા આદ્યશક્તિ ગાયત્રી છે. એનું આપણે વરણ કરવું જોઇએ.

ગાયત્રીનું વાહન હંસ છે-રાજહંસ-પરમહંસ વિવેકવાન-પ્રજ્ઞાવાન. રાજહંસ દૂધ-પાણીને અલગ કરનાર વિવેકયુક્ત અને જીવજંતુઓનું ભક્ષણ કરવાથી દૂર રહી મોતીઓ પર નિર્ભર રહે છે. આ વર્ણન જ બનાવે છે કે શ્રેય સાધકની મનોભૂમિ કેવી હોવી જોઇએ. જેની ઉપર ગાયત્રી કૃપા કરે, તે પ્રજ્ઞાવાન બની જાય છે, અથવા તો પ્રજ્ઞાવાનને ગાયત્રીની કૃપા પ્રાપ્ત થઇ જાય છે. બંનેનું તાત્પર્ય એક જ છે. ગાયત્રીનું ઇષ્ટરૂપમાં વરણ એ સર્વોત્તમ પસંદગી છે. એટલું નક્કી નિર્ધારણ કરવાથી આત્મિક પ્રગતિનો ઉપક્રમ, સુનિશ્ચિત રૂપે, ઝડપથી

આગળ વધવા લાગે છે. ત્યારે 'સાધનાથી સિદ્ધિ' સિદ્ધાંતમાં ક્યાંય શક હોવાની ગુંજાઇશ રહેતી નથી.

## દીક્ષાની રીત અને વ્યવસ્થા

ગુરુદીક્ષાનાં ત્રણ સ્તર છે. મંત્રદીક્ષા, પ્રાણદીક્ષા, અને અગ્નિદીક્ષા. મંત્રદીક્ષાને એક પરંપરા સ્વીકારવાની જેમ અને માગદર્શન સ્વીકારવાની જેમ સમજી શકાય છે. એમાં શુદ્ધ ઉચ્ચારણ શિખવાડવામાં આવે છે, અને સામાન્ય સ્તરનું નિત્યકર્મનું. વિધિ-વિધાન શિખવાડીને, એને દિનચર્યાનું એક નાનું અંગ બનાવી રાખવું પડે છે. એમાં માત્ર અનુશાસનનું પાલન કરવાની જ જોગવાઇ છે. આ સામાન્ય સ્તરની વાત છે. એને કામચલાઉ પ્રક્રિયાના રૂપમાં લઇને, અને સાધના ક્ષેત્રની અટકેલી ગાડીને આગળ વધારી શકાય છે એને પ્રશિક્ષણ, માર્ગદર્શન અને અનુશાસનની હલકી શ્રૃંખલા કહી શકાય છે. કર્મકાંડ એનું પણ હોય છે. એક હલકા સૂત્રમાં બંનેય આમાં પણ બંધાય છે. એને પ્રાથમિક શરુઆતના પ્રવેશ જેવા સ્તરનું ગણી શકાય છે. બંનેય પક્ષ જરૂરિયાત સમજીને એક બીજાને જગાડે છે. ઘણું કરીને તેઓ એકબીજાની કોઇ નિશ્ચિત જવાબદારી ઉઠાવતા નથી.

એનાથી ઉંચી, હાઇસ્કૂલ સ્તરના શિક્ષણ જેવી પ્રાણદીક્ષા છે. એમાં ગુરુ પોતાની તપશ્ચર્યા, પુણ્ય સંપત્તિ, અને પ્રાણ ઊર્જાનો એક અંશ આપીને, શિષ્યની પાત્રતા અને ક્ષમતા વધારવામાં યોગદાન આપે છે. શિષ્ય વ્રત ધારણ કરે છે તેને નિભાવે છે. એમાં આદાન-પ્રદાનનો ક્રમ આજીવન ચાલે છે. આ સંતાન અને મા-બાપના સ્તરની આત્મીયતા અને એની સાથે જોડાયેલી જવાબદારી ટકાવી રાખવાનું બરાબર સમજી શકાય છે. આ ઉપક્રમ સામાન્ય ઝાડને કલમી આંબો બનાવવા જેવું સમજી શકાય છે. જેમાં ગુરુ પોતાની ડાળી કાપીને શિષ્યમાં જોડે છે. જેમ છોડ, મૂળ સાથે લગાડેલી કલમને રસ આપે છે, તેમજ વિકસિત કરે છે,

એ જ પ્રમાણે ગુરુના પ્રાણ, તપ, અને પુણ્યનો અંશ, પ્રાપ્ત કરીને શિષ્ય પોતાની સાધના અને પુરુષાર્થથી એને વિકસિત કે ફલિત કરે છે. આપ્રક્રિયા સંપૂર્ણ રીતે વૈજ્ઞાનિક વિકાસની વિધા છે.

દીક્ષા અંતરંગનો સંબંધ છે. એમાં બહારની ઔપચારિકતાનું એટલું બધું મહત્વ નથી. શિષ્યની ભાવનાનો ગુરુ ઉપર પ્રભાવ પડે છે. સ્તુતિમાં કહેલા શબ્દો કે ઔપચારિકતાનો નહીં. પ્રભાવ શિષ્યના અંતરાલમાં રહેલ સ્તરનો પડે છે. એનાથી પીગળીને તેઓ કંઇક એવું આપવા તૈયાર થાય છે કે જેના પરિણામે કોઇ કહેવાલાયક વિભૂતિ હાથમાં આવે. દર્શન કરવાં, માળા પહેરવી, નમસ્કાર કરવા અને વાતો બનાવવાથી જ, એ લાભ પ્રાપ્ત થતો નથી કે જે સાચા શિષ્યને, સાચી પાત્રતા મેળવી આપે છે.

દીકરીના વિવાહ કરતાં પહેલાં જમાઇની પાત્રતા હજારવાર, ચકાશવામાં આવે છે કે તે એને મેળવવાનો અધિકારી છે કે નહીં ? એને મેળવીને શું કરશે ? જાણાઇ આવે છે કે કુપાત્ર જમાઇ પુત્રીને દાસી બનાવી, ઘર ભરવાની વાત જ વિચારે છે તો એવા માટે કોઇ પોતાની દીકરી નહીં આપે. સિદ્ધપુરુષોની સિદ્ધિઓ, સુયોગ્ય બેટીઓ કરતાંય વધારે પ્રિય અને મહામુશ્કેલીએ સમર્થ બનાવવામાં આવેલી છે એને મેળવવા માટે, હાથ ફેલાવવાથી જ માત્ર નહીં ચાલે એને માટે પાત્રતા બતાવવી પડશે. અને જે શરતોથી તે મેળવી છે, તેના નિયમને પાળવોય પડશે.

મહાન ગુરુ કોઇ ઉચ્ચ પ્રયોજન માટે પોતાની શક્તિઓ અથવા સિદ્ધિઓ હસ્તાન્તરિત કરે છે. સંકુચિત સ્વાર્થપૂર્તિ માટે, લોભ–મોહ અને અહંકારની તૃપ્તિ માટે, કોઇ વિવેકવાન પોતાની મહેનતની કમાણી આપી દેતા નથી કે ન તો કોઇ ન્યાયનિષ્ઠ વ્યક્તિએ ગમે તે રીતે કોઇનું ખિસ્સુ કાપવાની વાતને વિચારવી જોઇએ. સરકારી ઉંચા હોદા પર બેઠેલ અધિકારીને કેટલાય સામાન્ય અધિકાર અને સાધનો મળે છે,

પરંતુ તેનો ઉપયોગ, શાસનની ઇચ્છાનુસાર પ્રજાહિત માટે કરી શકાય છે. કોઇ અધિકારી એ સાધનોનો ઉપયોગ પોતાનો સ્વાર્થ સાધવામાં કરવા માંડે, તો તેને અપરાધિઓના પીજરામાં ઉભુ રહેવું પડશે.

ગુરુ ગરિમા આદર્શોને અપનાવીને જ એમને પ્રાપ્ત થાય છે, અને તેઓ એને હસ્તાન્તરિત પણ એવાં જ પ્રયોજનો માટે કરે છે. સાથે સાથે એનીય પરીક્ષા કરી લે છે કે, લેનાર પ્રામાણિક અને ઇમાનદાર પણ છે કે નહી ? આવું સિદ્ધ ન કરી શકાય તો, કુપાત્ર શિષ્ય જેની તેની સામે ખોળો પાથરતા ફરીને ખાલી હાથવાળા જ રહે છે, ગુરુઓની દીક્ષા અને અનુદાન, એ શરત પર હસ્તાન્તરિત થાય છે કે, જે માગવામાં આવે છે, એનો પ્રયોગ–ઉપયોગ ઉચ્ચસ્તરીય પ્રયોજનોમાં થાય. સંકુચિત સ્વાર્થ પૂર્તિ માટે ચાપલુસી કરવા જેવી સામાન્ય લાંચ આપીને કોઇનેય ઉચ્ચસ્તરીય અનુદાન મેળવવામાં સફળતા મળી નથી. આ નગ્ન સત્યને જે જેટલું જલદી સમજશે તે એટલું જ સારુ છે.

પૂજ્ય ગુરુદેવને, વંદનીયા માતાજીને એમના મહાપ્રાણ ગુરુદેવે જે અનુદાન આપેલ છે, એની પાછળ પણ આ જ શરત રહી, જેને એમણે શરુઆતથી અંત સુધી સંપૂર્ણ ઇમાનદારીની સાથે પૂરી કરી છે. પાત્રતાની કસોટી સદાય એમની ઉપર થતી રહી છે. જેટલા સાચા સાબિત થતા ચાલ્યા છે, એ આધાર ઉપર ક્રમશઃ એમને વધારેને વધારે મોટાં અનુદાનો મળતાં ગયાં છે, વિવેકાનંદ, દયાનંદ, શિવાજી, ચંદ્રગુપ્ત વગેરેએ જે માગ્યુ, તે મળ્યું. એ બધું જ ઉચ્ચસ્તરીય ઉદ્દેશ્યોથી પૂર્તિ માટે હતું. મેળવતાં પહેલાં દરેકને પોતાની પાત્રતાને સિદ્ધ કરવી પડી છે. મેડીકલ કોલેજમાં દાખલ થતાં પહેલાં અર્થાત પ્રવેશ મેળવતાં પહેલાં 'પ્રી મેડીકલ ટેસ્ટ' આપવો પડે છે અધિકારીઓની પસંદગીમાં પસંદગી સમિતિની સામે મુશ્કેલ પરીક્ષામાં પાસ થવું પડે છે. કુસ્તીમાં ઇનામ મેળવતાં પહેલાં, પોતાનું પરાક્રમ અન્ય સ્પર્ધકો કરતાં વધારે હોવાનું પ્રમાણ–સાબિતિ આપવી પડે છે.

સાત લાખ રૂપિયાની લોટરી પાકયેથી, એક હજારનું દાન કરવાનું પ્રલોભન આપનારા, અધ્યાત્મ ક્ષેત્રમાં બાળક બુદ્ધિવાળા ગણાય છે. લોટરીનો નંબર બતાવી દેવાની સ્થિતિમાં જેઓ હોય છે, તેઓ કોઇને નંબર આપીને, માત્ર હજાર જ રૂપિયામાં સંતોષ કરી લેવાની વાત વિચારતા નથી, કોઇને પણ વચ્ચે રાખશે નહીં પોતે જાતે જ લોટરી પકવી લેશે. કોઇનુંય અહેસાન શા માટે લે ? લાભ મળ્યા પછી દાન દેવાથી શરત વિવેકવાનોની વચ્ચે કામ લાગતી નથી. એ તો છીછરા સ્વભાવવાળા લોકોનું, લાલચ આપીને કામ કરાવી લેવા જેવું નીચ કાર્ય છે. ઉચ્ચ ક્ષેત્રોમાં આવી હેરા-ફેરીની કોઇ જ શકયતા નથી. વરદાન જેને પણ મળ્યાં છે તે દરેકને તપ કરીને પાત્રતા સિદ્ધ કર્યા પછી જ મળ્યાં છે.

પૂ. ગુરુદેવ અને વંદનીયા માતાજીએ આદાન-પ્રદાનની જે પ્રક્રિયા પોતાના ગુરુદેવ સાથે નિભાવી છે, એમનું શિષ્યત્વ મેળવવા ઇચ્છતા દરેકે તે અપનાવવી જોઇએ.

પૂજ્ય ગુરુદેવ પાસે જે કંઇ હતું, તે સાચા મનથી એમણે પરમાર્થનાં કાર્યો માટે, મહાન ગુરુદેવની ઇચ્છા-આવશ્યકતાને માટે પોતાનાં સાધનોને ખપાવી દેવાના રૂપમાં, સમર્પિત કરેલ છે. એમના આદેશાનુસાર પોતાની જાતને તપાવી છે. એ છે પાત્રતા, કે જેના બદલામાં એમના મહાપ્રાણ ગુરુદેવે પોતાની કિંમતી કમાણી, એમની સમર્થતા માટે ન્યોછાવર કરી દીધી. એ આધારે જ વંદનીયા માતાજી પણ પોતાના આરાધ્ય ગુરુદેવની શક્તિ મેળવીને, અનંત શક્તિરૂપા બન્યાં છે. એક પ્રત્યક્ષ અને બીજુ પરોક્ષ મળીને સમગ્ર ગુરુતંત્રનું નિર્માણ કરે છે.

મનને મઝા કરાવવી હોય તો વાત જૂદી છે. નહીં તો, ગુરુ શિષ્યની પરંપરા સ્વીકારવાની, સાચા અર્થમાં તેને કાર્યાન્વિત કરવાની વાત જ વિચારવી જોઇએ, અને એ જ આધાર પર કોઇ મોટો લાભ લેવાની તેમજ આદાન પ્રદાનના દ્વાર ઉઘાડવાની ચેષ્ટા એવી રીતે કરવી જોઇએ કે જેમ ઉદાર મનવાળા કરતા આવ્યા છે.

# આપવાની ક્ષમતા અને લેવાની પાત્રતા

આપવાવાળો વધારે સામર્થ્યવાન છે કે લેવાવાળો ? એના જવાબમાં લેવાવાળાની પાત્રતાને ઓછું મહત્વ અપાય તેમ નથી, ભલેને વાદળો ગમે તેટલાં વરસે, પરંતુ ટેકરા ઉપર એક ટીપુંય પાણી નહી રહે, અને ખડક પર એક પાંદડુંય નહી ફૂટે ! પાણી તો એટલું જ રોકાશે, જેટલો ખાડો હશે. સમુદ્રમાં ક્ષમતા હોવાથી દરેક નદીઓ એમાં ભળી જાય છે, પરંતુ પહાડો અને રણ તરફ જવાનું એમને જરાય મન નથી હોતું.

આંખો જ ન હોય તો, બપોરના તાપમાં પણ કંઇજ નહી દેખાય ! કાન ન હોય તો, મધુર સંગીત અને વિજ્ઞાનનો લાભ કયાંથી મળશે ? મસ્તકમાં મૂઢતા છવાઇ હોય તો સત્સંગ, પરામર્શની કોઇ જ ઉપયોગિતા રહેતી નથી. શિષ્યની પાત્રતા વિકસિત હોય તો માટીના દ્રોણાચાર્ય, પથ્થરના ગિરધર-ગોપાલ પણ ચમત્કાર બતાવી શકે છે. સમર્થ ગુરુ રામદાસ-શિવાજીનું, ચાણકય ચંદ્રગુપ્તનું રામકૃષ્ણ પરમહંસ-વિવેકાનંદનું, વિરજાનંદ-દયાનંદનું જ ભલુ કરી શકયા. આમ તો એ લોકોની પાસે નામધારી શિષ્ય મંડળીઓ ઘૂમતી જ રહી, પરંતુ તેમના નશીબમાં સમર્થતાનું સાંનિધ્ય હોવા છતાંય કંઇજ મળ્યું નહી.

ગુરુ મહિમા જેટલી જરૂરી છે, એના કરતાંય શિષ્યની શ્રદ્ધા, સદભાવનાનું મહત્વ જરાય ઓછું નથી પરંતુ વધારે છે. એના અભાવમાં માત્ર અનુદાન વરદાન મેળવવા માટે, જેનાં તેનાં ખિસ્સાં કાપવાનો મનોરથ લઇને, શિષ્ય બનવાનો ઢોંગ કરનારાના હિસ્સામાં કંઇજ આવતું નથી. અંદરની સ્થિતિ પ્રગટ થયા વિના કયાં રહે છે ? છળ કપટથી કોણ પ્રભાવિત થાય છે ? દેવતા, ઋષિ અને સિદ્ધપુરુષો પર વ્યક્તિ પોતે શ્રદ્ધા મુકે છે, અને ગુરુત્તત્વ એ ડાળીને સમર્થ બનાવવા માટે ભાવ-ભર્યું યોગદાન પ્રસ્તુત કરે છે. કલમી આંબા પર અપેક્ષા કરતાં વધારે મીઠાં વધારે મોટાં, વધારે કિંમતી અને વધારે ઝડપથી, અર્થાત જલ્દી-જલ્દી ફળો આવે છે. પ્રાણ પ્રત્યાવર્તનની દીક્ષામાં આવું થાય છે. એને અંગ પ્રત્યારોપણ, રક્તદાન જેવી ઉપમા આપવામાં આવે છે. બંને ખૂબ ગાઢ રીતે બંધાય છે, અને હળીમળીને કોઇક મહાન લક્ષ્ય

તરફ આગળ વધે છે. વિશ્વામિત્ર-હરિશ્ચંદ્ર, સમર્થ ગુરુરામદાસ-શિવાજી, ચાણક્ય-ચંદ્રગુપ્ત જેવાં જોડાંમાં આવી જ પ્રાણદીક્ષાનો આભાસ જણાય છે.

અગ્નિદીક્ષા અત્યંત ઉચ્ચસ્તરીય છે. એને તો રાજા દ્વારા યુવરાજને પોતાની સામે જ ઉત્તરાધિકારી જાહેર કરવા સમાન છે. સિખ ગુરુઓમાં એકના પછી બીજાની નિમણુંક આ પ્રકારે જ થતી રહી છે. રામકૃષ્ણ પરમહંસે વિવેકાનંદને આજ સ્તરનું અનુદાન આપ્યું હતું. આ સ્તરની પાત્રતા અને મહેરબાની માટે ઘણું બધું કરવું પડે છે. આ પ્રસંગ અત્યંત ઉચ્ચસ્તરીય હોવાને કારણે, અહીયાં સર્વસાધારણ માટે એની ઉપયોગિતા ન હોવાને કારણે તેનો ઉલ્લેખ કરવામાં આવેલ નથી.

પ્રજ્ઞા અભિયાનના સૂત્ર સંચાલકે, પાછલા ઘણા સમયથી દીક્ષા આપવાનો ઉપક્રમ બંધ કરી દીધો હતો, પરંતુ યુગસંધિના આપત્તિકાળના સમયમાં સુજન શિલ્પિઓની પ્રખરતા વધારવાની દૃષ્ટિથી, હીરક જયંતી બાદ ફરીથી શરુ કરેલ છે. આ ક્રમ તંત્ર દ્વારા વણઅટક્યો, પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બંને રૂપોમાં સન-૨૦૦૦ સુધી ચાલતો રહેશે. જેને મંત્રદીક્ષા, પ્રાણદીક્ષા લેવી હોય, તેઓ આ સંધિવેળામાં અનાયસે જ અનુદાનોથી લાભાન્વિત થઇ શકે છે.

## તથ્ય સમજ્યા પછી જ, ગુરુદીક્ષાની વાત વિચારશો.

ગુરુદીક્ષાનું દાન-ગુરુદક્ષિણા છે. કલમી આંબામાં એક ડાળી બહારથી કાપીને જોડવામાં આવે છે-લગાડવામાં આવે છે. જે વૃક્ષ સાથે જોડવામાં આવે છે, તે એ ડાળીને પોતાનો રસ આપવાનું શરુ કરી દે છે. બંને જોડાઇ જાય છે, તો કલમી આંબો બની જાય છે, એની ઉપર મોટાં, કિંમતી, અને ઝડપથી ફળ આવવા લાગે છે. ડાળી જોડવી એ ગુરુદીક્ષા છે, અને રસ આપવો ગુરુદક્ષિણા. બંનેનો પરસ્પર અર્થાત અન્યોન્યાશ્રિત સંબંધ છે. એક પક્ષ જો નબળો પડશે, તો બીજાની મહેનત નકામી બની જશે.

ગુરુને પોતાનું તપ, પુણ્ય અને પ્રાણ શિષ્યને હસ્તાન્તારિત કરવો પડે છે. શિષ્યને પોતાની શ્રદ્ધા, વિશ્વાસ, સમયદાન, અંશદાન વગેરે

સત્પ્રયોજનો માટે પ્રસ્તુત કરવાં પડે છે–કરવાનાં હોય છે.

પૂજ્ય ગુરુદેવને એમના મહાન ગુરુદેવે જે અજસ્ર અનુદાન આપેલ છે, એ પૂંજીને, આપણા ગુરુદેવ પણ એ જ શરતો પર હસ્તાન્તરિત કરે છે કે જે હેતુ માટે એમને મળેલ છે.

પૂજ્ય ગુરુદેવ એક મહાન મિશનનું પ્રતિનિધિત્વ કરે છે, તેઓ વ્યક્તિ નથી, એક મિશન છે. એમની પોતાની તો કોઇ માગણી નથી કે નથી કોઇ આવશ્યકતા. અનુદાનનું પ્રતિદાન એમના મિશનના નિમિત્તે સમયદાન–અંશદાનના રૂપમાં જ નિયમિત રૂપે કરવાનું હોય છે. તાલી બંને હાથો વડે પડે છે, ગાડી બે પૈડાં ઉપર ચાલે છે. આંધળો અને લંગડો એકબીજાની સાથે હળીમળીને નદી પાર કરી શકયા હતા. ગુરુ અને શિષ્ય બંનેને પોતપોતાની જવાબદારીઓ નિભાંવાની હોય છે. જે પીછે હઠ કરે છે, તે નુકશાનમાં રહે છે.

# ગાયત્રી ઉપાસનાનું સંક્ષિપ્ત વિધાન

ગાયત્રી મહામંત્રનું ભાવ–ચિંતન તથા માનસિક જપ હરતાં–ફરતાં કોઇ પણ સ્થિતિમાં કરતા રહી શકાય છે. છતાંપણ નૈષ્ઠિક સાધકે ઓછામાં ઓછી ૧૦ મિનિટનો સમય, સંધ્યા સાથે ઓછામાં ઓછી એક માળાનો જપ કરવામાં લગાવવો જોઇએ. સંધ્યોપાસનાનો ક્રમ આ પ્રમાણે છે–ઉપાસના માટે બ્રહ્મમૂહુર્ત–પ્રાતઃકાળનો સમય સર્વશ્રેષ્ઠ છે. સંજોગવસાત એ સમય અનુકૂળ ન જ આવે તો પોતાની સગવડ મુજબનો ગમે તે સમય નક્કી કરી લેવો જોઇએ.

નાહ્યા પછી ઉપાસના કરવી શ્રેષ્ઠ છે. જો પાણીની અછત હોય તો અથવા શારીરિક અશક્તિ કે બિમારીનું કારણ હોય તો અને સ્નાન કરવું અસંભવ જણાય તો હાથ–પગ ધોઇ, કપડાં બદલી, ઉપાસના માટે બેસી શકાય છે.

કોઇક સ્થાન પર, સ્વચ્છ આસન પર બેસીને ઉપાસનાનો ક્રમ શરુ કરો. સારુ તો એ છે કે, ઘર કે ઓરડીમાં એક ભાગમાં પૂજાનું સ્થાન નિશ્ચિત કરી લેવામાં આવે.

એ સ્થાનને કળશ, ગાયત્રી મા અથવા મંત્રનું ચિત્ર લગાડીને શણગારી પણ શકાય છે.

ઉપાસનાના સમયે જળનું પાત્ર (આચમની પંચપાત્ર) અને દીવો અથવા અગરબત્તી પ્રજવલિત કરીને રાખવી જોઇએ, જળ અને અગ્નિની સાક્ષીમાં ઉપાસના કરવાનું શાસ્ત્રોમાં જણાવેલું છે. પહેલાં સંધ્યા ષટકર્મ કરો-

**પવિત્રીકરણ-** શુદ્ધ આસન પર પલાંઠી વાળીને-સુખાસનમાં બેસો, ડાબા હાથમાં પાણી લઇને જમણા હાથ વડે ઢાંકો. મનમાં જ ગાયત્રી મંત્ર બોલો. મંત્ર પૂરો થયેથી તે પાણીને શરીર ઉપર છાંટી લો. ભાવના કરો કે, પ્રભુકૃપાથી પવિત્રતાનો સંચાર અમારા શરીર, મન અને અંત:કરણમાં થઇ રહ્યો છે.

**આચમન-** આચમની વડે જમણા હાથમાં પાણી લઇ ગાયત્રી મંત્ર બોલતાં બોલતાં ક્રમશ: ત્રણવાર આચમન કરો. ભાવના કરો કે, આ અભિમંત્રિત જળ અમારાં ત્રણે શરીરને, સમર્થ અને સુસંસ્કારી બનાવી રહેલ છે.

**શિખાબંદન-** ગાયત્રી મંત્રનો જપ કરતાં કરતાં શિખા-ચોટલીમાં ગાંઠ લગાવો. ચોટલી ન હોય તો એ સ્થાનનો સ્પર્શ કરો. ભાવના કરો કે, અમે શ્રેષ્ઠ દેવસંસ્કૃતિના નૈષ્ઠિક અનુયાયી છીએ. અમે હંમેશાં ઉચ્ચતમ આદર્શોનું જ વરણ કરીશું, અને એને મેળવવાની તેજસ્વિતા અમને પ્રાપ્ત થાવ.

**પ્રાણાયામ-** કમર, મેરુદંડ, સીધો રાખીને બેસો ભાવના કરો કે, પરમાત્માની કૃપાથી, અમારી ચારે બાજુ, દિવ્યપ્રાણનું સરોવર લહેરાઇ રહ્યું છે. અમે પાણીમાં માછલીની જેમ, એ દિવ્ય પ્રાણીની વચ્ચે સ્થિર છીએ.

ઊંડો શ્વાસ ખેંચો, ભાવના કરો કે શ્વાસની સાથે દિવ્ય પ્રાણ અમારી અંદર પ્રવેશ કરી રહ્યો છે, અને શરીરનો એક એક કણ એને શોષી રહેલ છે.

સરળ રૂપથી થોડીવાર શ્વાસને રોકો, ભાવના કરો કે દિવ્ય પ્રાણ અમારી અંદર સ્થિર થઇ રહેલ છે.

શ્વાસ ધીરે ધીરે છોડતાં ભાવના કરો કે, શરીરના વિકાર શ્વાસની સાથે બહાર નીકળી રહ્યા છે.

થોડીવાર માટે શ્વાસને બહાર રોકી રાખો. ભાવના કરો કે શરીરના વિકારો દૂર દૂર ચાલ્યા જાય છે. અને અંદર પ્રાણનો પ્રકાશ ઉભરાઈ રહ્યો છે. આ એક પ્રાણાયામ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરો.

**ન્યાસ–** ડાબા હાથમાં પાણી લો, જમણા હાથની પાંચેય આંગળીઓ ભેગી કરીને જળનો સ્પર્શ કરો. ગાયત્રી મંત્રથી એ જળને અભિમંત્રિત કરો. હવે ગાયત્રી મંત્રનો એક એક ભાગ બોલતાં એક એક અંગને તે પાણીનો સ્પર્શ (નીચે લખેલા ક્રમથી) કરો. ભાવના કરો કે આ સ્પર્શથી અમારાં મૂખ્ય અંગો–ઉપાંગો દેવ પ્રયોજનો માટે પવિત્ર અને શક્તિશાળી બની રહ્યાં છે.

૧. ૐ ભૂર્ભુવ: સ્વ:–મસ્તકને
૨. તત્સવિતુ: –બંન્ને આંખોને
૩. વરેણ્યમ– બંને કાનોને
૪. ભર્ગો–મોંને
૫. દેવસ્ય–ગળાને
૬. ધીમહિ–હૃદયને
૭. ધિયો યોન: –નાભિને
૮. પ્રચોદયાત્–હાથ, પગને

**પૃથ્વી પૂજન–** એક આચમની જળ, ગાયત્રી મંત્રની સાથે પૃથ્વી પર ચઢાવો. તથા ધરતી માતાને સ્પર્શ કરીને પ્રણામ કરો. ભાવના કરો કે ધરતી મા જે રીતે શરીરના પોષણ માટે અન્ન વગેરે આપે છે, એવી જ રીતે અંત:કરણના પોષણ માટે શુભ સંસ્કાર પ્રદાન કરે.

આ પ્રમાણે ષટકર્મ પૂરાં થયા પછી, હાથ જોડીને ગુરુવંદના કરો. ભાવના કરો કે, ગુરુચેતના ઉપાસના વખતે અમારુ સંરક્ષણ અને માર્ગદર્શન કરવા માટે અમારી સાથે છે.

ૐ અખંડમંડલાકારં, વ્યાપ્તં યેન ચરાચરમ,
તત્પદં દર્શિતં યેન, તસ્મૈ શ્રી ગુરુવે નમ: ॥

અધેશક્તિ મા ગાયત્રીનું સ્મરણ કરો. પ્રાર્થના કરો કે તે ઉપાસનાના સમયે, અમોને પ્રેરણા અને શક્તિ પ્રદાન કરવા માટે, દિવ્ય પ્રવાહના રૂપમાં પ્રગટે અને અમને દિવ્ય બોધ કરાવે.

ॐ આયાતુ વરદે દેવિ, અક્ષરે બ્રહ્મવાદિનિ
ગાયત્રી ચ્છંદસાં માતા, બ્રહ્મયોનિર્નમોસ્તુતે ॥

આટલો ક્રમ પૂરો કરવામાં લગભગ ૪ થી ૫ મિનિટનો સમય લાગશે. હવે ભાવના પૂર્વક માળા લઈને અથવા માળા સિવાય જ (જેમ અનુકૂળ આવે તેમ) જપ કરો. જપના સમયે ધ્યાન કરો કે, સૂર્યના પ્રકાશની જેમ માનું તેજ અમારી ચારે તરફ ફેલાયેલું છે. જપના પ્રભાવથી તે રોમ રોમને ભેદી રહ્યું છે. અમારા મન, અંતઃકરણ બધાં જ એનાથી પવિત્ર અને એકાકાર થઈ રહ્યાં છે.

જપ પૂરા થયેથી, હાથ જોડીને પરમાત્મ-ચેતના અને ગુરુ ચેતનાને પ્રણામ કરો. વિસર્જનની પ્રાર્થના કરો.

ॐ ઉત્તમે શિખરે દેવિ, ભૂમ્યાં પર્વત મૂર્ધનિ, બ્રાહ્મણેભ્યો હ્યનુજ્ઞાતા, ગચ્છ દેવિ યથાસુખમ ।

વિસર્જન પછી, જળપાત્ર, લઈને સૂર્ય તરફ મોં કરી, જળનું અર્ધ્ય ચઢાવો. ભાવના કરો કે જેવી રીતે પાત્ર છોડીને જળ, સૂર્ય ભગવાનને અર્પણ થઈ, વાયુમંડળમાં ફેલાઈ જાય છે, એવી જ રીતે અમારી પ્રતિભા પણ સ્વાર્થના સંકુચિત પાત્રને છોડી પરમાત્માને માટે જોડાય અને મહાનતાને પ્રાપ્ત થાય.

દીક્ષિત વ્યક્તિ આહાર અને ઊંઘની જેમ જ ઉપાસનાને પણ જીવનનું અંગ બનાવી લે. પ. પૂ૦ ગુરુદેવ અને વંદનીયા માતાજીના સંરક્ષણમાં કરેલી ઉપાસના જીવનના અંતરંગ અને બહિરંગ એમ બંન્ને પક્ષોને વિકસિત કરે છે. સાધકની ભાવનાઓ, વિચારો, અને ગુણ-કર્મ સ્વભાવમાં દિવ્યતા સમાઈને, અસાધારણ લાભનો સુયોગ ઉપસ્થિત કરી દે છે.



મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.